# જલાલપોર તાલુકાનું

# શિક્ષણ.

## ( ધોરણ બીજા સારૂ. )



રચનાર તથા છપાવી પ્રસિદ્ધ કરનાર.

**નારણદાસ નવલરામ,**

ઠે૦ કેળાપીઠ-સુરત.



વેચનાર-બુકસેલર કશનદાસ નારણદાસ,

ઠે૦ નાણાવટ-સુરત.

„ બુકસેલર-લલ્લુભાઇ નારણદાસ.

ઠે૦ લીમડાચોક-સુરત.



આવૃત્તિ ૧ લી. સને ૧૯૧૫ પ્રત ૧૦૦૦

...........

કીંમત રૂ ૦-૧-૦.

# જલાલપોર તાલુકાનું શિક્ષણ

## સામાન્ય વર્ણન.

**સીમા**—ઉત્તરે પૂર્ણા નદી ને ગાયકવાડી મરોલી અને વેસાણ તાલુકો. દક્ષિણે અંબીકા નદી તેની પેલીમેર વલસાડ અને ચીખલી તાલુકાનો ઉત્તર ભાગને ગાયકવાડી ગણદેવી પરગણું. પૂર્વે ગાયકવાડી મહુઆ તાલુકોને ગાયકવાડી ગણદેવી પરગણું અને ચીખલી તાલુકાનો ઉત્તર ભાગ પશ્ચિમે અરબી સમુદ્ર

**વિસ્તાર**—આ તાલુકાનો વિસ્તાર ઉત્તરે પુર્ણા નદીથી માંડીને દક્ષિણે અંબીકા નદી સુદાનો ૧૬ માઇલનો છે અને પૂર્વ પશ્ચિમ પહોળાઇ ૨૧ માઇલ છે.

**કુદરતનીખુબી**—આ તાલુકાની જમીન પૂર્વ પશ્ચિમ ઢાળ પડતી છે એટલે આખો તાલુકો ટેકરા ટેકરી વગરનો અને પત્થર વિનાની જમીનનોછે મતલબકે જમીન સપાટ છે પણ દરીઆ કિનારાપર રેતીના ટેકરા જોવામાં આવેછે. આ તાલુકો સુરત જીલ્લા ના બધા તાલુકામાં સૌથી વધારે ફળ રૂપ ગણાયછે તાલુકાનો દેખાવ ત્રીકોણાકારનો એટલે ઉત્તર તરફનો ભાગ પહોળોછે ને દક્ષિણ તરફનો ભાગ સાંકડો છે

**નદીઓ**—પૂર્ણા, અબીકા,

**પુર્ણા**—ગાયકવાડના વ્યારા તાલુકાના ડુંગરમાંથી (ડાંગના જંગલના પૂર્વ ભાગમાંથી) નીકળી બારડોલી અને જલાલપોર તાલુકાને તરસાડી ગામ આગળ જુદો પાડી અરબી સમુદ્રને મળે છે. એના પર જલાલપોર ને નવસારીછે.

**અંબીકા**—ગાયકવાડના અંતાપોર પાસેના ડાંગના ડુંગરમાંથી નીકળી દક્ષિણમાં વહી અરબી સમુદ્રને મળેછે એના પર બીલીમોરાને વાસણા ગામ છે.

**ખાડીઓ**—કનાઈ, ખુટાર, કરકવા, બનેવ

**કનાઈ**—ટોલી ગામ આગળના તળાવમાંથી નીકળી ચીચ ગામ આગળ અરબી સમુદ્રમાં પડેછે આસિવાય બીજી ત્રણ ખાડી નાનીછે

**તળાવ**—આ તાલુકામાં કુદરતી સરોવર નથી પણ દરેક ગામે બાંધેલાતળાવો જોવામાં આવેછે તેમાંનું પાણી નાવા ધોવામાં અને ઢોરને પાણી પાવા વગેરેમાં આવેછે.

**હવા**—પશ્ચિમ તરફ દરીઓ આવેલોછે તેથી વરસાદ, તાપ અને ટાઢ સરખીછે દરીઆ નો પવન કેટલાક માઈલ સુધી જાય છે તેથી કેટલાક ગામો હવા ખાવાના સ્થળ જેવાંછે એકંદરે આતાલુકા ના હવા પાણી ઉત્તમ પ્રકારનાછે પૂર્વ ભાગના કુવાનાં પાણી મીઠાછે અને પશ્ચિમ તરફના ગામોના પાણી કેટલેક ખારાં, મોળાં ને મીઠાછે અકટોબરથી માર્ચ માસ સુધી ઈશાની ખુણરી પવન વાયછે એપ્રીલથી સપ્ટેમ્બર માસ સુધી નૈરૂત્ય કોણમાંથી મોનસુનનો વા વાયછે આ પવન વરસાદને તાણી લાવેછે. વરસાદ એકંદરે ૪૦ થી ૫૦ ઈંચ પડેછે.

**વનસ્પતિ**—આ તાલુકામાં ખજુરીનાં ઝાડ ઠામઠામ જણાયછે દરીઆ કીનારે તાડના ઝાડ જોવામાં આવેછે આસિવાય આંમલી, વડ, પીપલા, લીમડા, જાંબુડા, બાવળ. બોર વગેરે પણછે. કોઈક ઠેકાણે સુખડનાં ઝાડ પણ નજરે પડેછે આંબાનાં ઝાડો સામાન્ય રીતે બધે ગામે જોવામાં આવેછે, ને એ આંબાની કેરી પરદેશ ખાતે જાયછે.

અનસ, અને ફણસ એ ફળોના ઝાડ પણ આ તાલુકામાંછે.

**ખનીજ પદાર્થ**—મરડીઆ કાંકરા, રેતી, પત્થર નદીના કાંઠા પરથી મળી આવેછે જમીનમાંની માટી નળીઆ, ઈંટ, વાસણ વગેરે ના કામમાં આવેછે. મરડીઆ કાંકરા છે, ચુનો પકવવાના કામમાં આવેછે.

**જાનવરી પેદાશ**—બળદ ગાય, ભેંસ, ઘોડા, ઘેટાં, બકરીં ગધેડાં વગેરે ચો–પગા પ્રાણી લોકો જરૂરી કામમાટે પાળેછે. એ ઉપરાંત વાંદરાં પણ જોવામાં આવેછે જંગલમાંથી વાઘ અને દીપડા કોઈકજ વાર આવેછે એ સિવાય હરણ સસલાં કુતરાં વગેરે પણછે. મોર પણ કેટલાક જોવામાં આવેછે. પક્ષિઓમાં કાગડા સુડા, ચકલી, કબુતર પણ દીઠામાં આવેછે. નદીઓમાં માછલાં જોવામાં આવેછે.

**ધર્મ**—હિંદુઓમાં શીવમાર્ગી છે. મુસલમાનો સુન્નીપંથના છે પણ વસ્તી જુજછે કોળી, ને કણબીલોકો રામાનંદી, ને મતીઆપંથ નાછે. કોઈક આર્ય સમાજી છે. જૈનોની વસ્તી પણ જુજછે કેટલાક કણબીઓ મતીઆ ધર્મ પાળેછે તેથી તે મતીઆ કણબી કહેવાયછે કેટલાક કણબી વિશ્નુને માનનારા પણ છે.

**વસ્તી**—૭૫૨૫૨.

**ભાષા**—સામાન્ય રીતે ગુજરાતી છે.

**ધંધો**—મુખ્ય ધંધો ખેતીનો છે. એ સિવાય માછલા પકડ વાનો, ચામડા પકવવાનો, કાપડ વણવાનો છે. આ તાલુકામાં આફ્રીકા માં નોકરી ગયેલા વિશેષ છે.

**નિકાસ અને આયાત**—ગામડામાંથી કપાસ, શેરડી, ગોળ ભાત કંદમુળ, કેરી અને કેળાં નજીક આવેલા ગાયકવાડી નવસારી કસ્બા

માં આવે છે કે રેલ્વેસ્ટેસને થઇ બહાર ગામ જાય છે. બહાર ગામ-થી કે નવસારી કસ્બામાંથી કરીઆણુ, કાપડ, કેરોશન તેલ, લોખંડી સામાન વિગેરે ગાંમડાંમાં જાયછે.

**જમીન**—ફળદ્રુપ, બાગાયતી, ને કાળી ગોરડુ વગેરે છે કાળી જમીન ઉત્તમ ગણાય છે.

**રસ્તા**—કાચી, પાકી સડકને રસ્તે કે ધરેડને રસ્તે ગાડાઓમાં માલની આવજા થઇશકે છે તથા માણસો પણ આવજા કરી શકેછે. જળ માર્ગે વહાણોની મદદથી પણ વેપાર રોજગાર થાય છે રેલવે માર્ગે નવસારી, અમલસાડ ને વેડછાથી માલ બહાર જઇ શકે છે. તથા આવી શકેછે.

# રાજ્યરીતી

## તાલુકાના અધિકારીઓ

(૧) મામલતદાર (૨) ફોજદાર (૩ ઓવરશોયર (૪) ડાકટર (૫) આસી. ડેપુટી. એજ્યુ. ઇન્શપેકટર (૬) આબકારી ઇન્શપેકટર (૭) પોસ્ટમાસ્ટર (૮) રજીસ્ટ્રાર

**મહેસુલી ખાતુ**—આ ખાતાનો મુખ્ય અધિકારી મામલતદાર છે તેનો અધિકાર તાલુકાના બધા ખાતા પર સામાન્યછે, એમનું મુખ્ય કામ મહેસુલ નક્કી કરવાનુ, એકઠું કરવાનું અને ફોજદારી ગુન્હાનો ઇન્સાફ કરવાનુછે એમને મદદ કરવાને અવલકાર કારકુન (ત્રીજા વર્ગના માજીસ્ટ્રેટની સત્તાવાળો અધિકારી) હોય છે; લોકલ ફંડનો વહીવટ પણ મામલતદાર સાહેબ કરેછે.

**પોલિસ ખાતુ**—આ ખાતાનો અધિકારી ફોજદાર (પોલિસ

સબ ઇન્સપેક્ટર) છે એનો અધિકાર આખા તાલુકાના પોલીસ પટેલો ઉપરછે. એમનું કામ ફોજદારી ગુન્હા જેવાંકે ચોરી, ધાડ, લુટ, ખુન વગેરે ગુન્હા પકડવાનું અને મામલતદાર (માજીસ્ટ્રેટ)ને ત્યા કમિટ કરવાનું છે.

**બાંધ કામ ખાતુ**--આ ખાતાનો ઉપર ઓવરર્સીયર છે તે તાલુકાના સરકારી મકાનો ઉપર મરામત કરાવે છે તથા નવા રસ્તા પુલો વગેરે બાંધે છે.

**દવા ખાતુ**--આ ખાતાનો ઉપરી સબ આસીસ્ટંટ સરજ્યન (ડોકટર) છે, તે આખા તાલુકાની સુખાકારી ઉપર ધ્યાન આપેછે. તથા દરદીઓને તપાસીને દવા પણ આપેછે ને સીતળા પણ કાઢેછે

**કેળવણી ખાતુ**--આ ખાતાના ઉપરી અધિકારી આસી. ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેકટર છે ને આખા તાલુકાની નિશાળો તપાસે છે ને જોઇતાસુધારા કરે છે નવી નિશાળો કાઢવી અને બંધ કરવી એ પણ એમના અભિપ્રાયથી થાયછે. આ તાલુકામાં જલાલપોર તાલુકા સ્કુલ ગણાયછે. એસ્કુલના હેડમાસ્તરને તાલુકા માસ્તર કહેછે.

**આબકારી ખાતુ**--આ ખાતાના ઉપરી ને આબકારી ઇન્સ્પેકટર કહે છે તે સરકારની પરવાનગી વગર ભાંગ, ગાંજો, અફીણ, દારૂ, વગેરે કેફી ચીજો વેચનાર પકવનારને પકડે છે, ને માજીસ્ટ્રેટને ત્યાં કમિટ પણ કરે છે.

**લોકલફંડ ખાતુ**—આ ખાતાનો વહીવટ તાલુકાના ચુંટી કઢાયલા મેમ્બરો કરે છે એના ઉપરી મામલતદાર સાહેબ છે, મહેસુલની રકમ પ્રમાણે દર રૂપીએ એક આનો લઇ આ ખાતુ ઉપજ કરે નેછે તેનો ઉપયોગ ગામોના રસ્તા પુલો નવી નિશાળો વગેરેમાં કરે

છે આ મંડળને લોકલ બોર્ડ કહે છે.

પોષ્ટ ખાતુ--આ ખાતાના ઉપરીને પોષ્ટ માસ્ટર કહેછે. આ ખાતુ સંદેશા લઇ જવા લાવવાનું, પૈસા સાચવવાનું પૈસા અને માલ લઇ જવા લાવવાનું, કીંમતી ચીજો લઇજવા લાવવાનું કામ કરે છે ને તાકીદના સદેશા (તાર) પણ લાવ લઇજા કરે છે.

રજીસ્ટ્રાર ખાતુ--આખાતાના ઉપરીને રજીસ્ટ્રાર કહેછે તે ઓનું મુખ્ય કામ જમીનને ઘરોના વેચાણ ગીરો દસ્તાવેજ તથા વીલો અને ફારગતીઓ રજીસ્ટર કરવાનું છે તે ઉપરાંત પારસીઓના લગન પણ નોંધવાનુ છે.

# મોટાં ગામ

અંગ્રેજ સરકાના ખાલસા ગામો--જલાલપોર, મટવાડ, અબ્રામા, કરાડી, ખરસાડ, પનાર, સીસોદ્રા, કછોલી, અમલસાડ, એર, કાલીઆવાડી; મુનસાડ, આતમ, નાગધરા, સુપા, સાઘ્રજ, વેગામ કોલન, સુલતાનપોર.

જલાલપોર--એપૂર્ણા નદી પર દક્ષિણ કાંઠે બંદરછે આ બંદર ઇમારતી લાકડાં તથા પત્થર બીજા બંદરોથી આવેછે આ ગામ માં મામલતદારની કચેરી નિશાળ, અને પોષ્ટ ઓફીસ છે તાલુકાનુ મુખ્ય ગામ એટલે કસ્બો કહેવાયછે અહીથી દક્ષિણમાં અડધા માઇલ પર પૂર્ણેશ્વર મહાદેવનુ દેહેરૂં છે વસ્તી અનાવળા બ્રાહ્મણોની મુખ્યછે મુખ્ય ધંધો ખેતીનોછે વસ્તી ૨૭૭૫ માણસનીછે આખા ગુજરાત મુંબઇ ઇલાકામાં આગામમાંજ તમામ છોકરાં માફીમાં ભણેછે કારણ

કે આકસ્બાના સખી ગ્રહસ્થ ગોપાળજીએ કસ્બામાં ઉઘરાણું કરાવી રૂ ૩૦૦૦) નામદાર સરકારને ઉપલી સરતે આપ્યાછે.

**મટવાડ**—આ ગામ જલાલપોર થી પશ્ચિમે ૭ માઇલ પર છે વસ્તી ૨૭૪૩ માણસની છે મોટો ભાગ કોળીનોછે તેઓ વહાણુ ફેરવવાનુ કામ કરેછે આ બંદરમાં કસ્ટમ કુરજો, પોલીસ સ્ટેશન ને પોષ્ટઓફીસ છે.

**અબ્રામા**—વસ્તી ૩૨૫૧ માણસની છે તેમા મોઢ અને અનાવળાબ્રહ્મણોની વસ્તી મુખ્ય છે. મુસલમાન તાઇલોકની વસ્તી પણ વિસેષ છે આ ગામમાં દોટી સારીવણાયછે છીપા રંગવાનું કામ સારૂ કરેછે એમાં એક અંગ્રેજી નીચલા ધોરણ શીખવનારી નિશાળ ને એકેક ગુજરાતી છોકરા છોકરીની નિશાળ છે મુખ્ય ધંધો ખેતી નોછે નર્મદા નદીના બેટના તંબાકુનો વેપાર આ ગામમાં વધારે છે પોષ્ટ ઓફીસ પણ છે.

**કરાડી**—મટવાડ પાસે નાનુ ગામછે વસ્તી વાણીઆની વિશેષ છે તેઓનો ધંધો બ્યાજુછે, પોષ્ટ ઓફીસ છે.

**ખરસાડ**—અબ્રામાથી એક માઇલપર મોટુ ગામ છે, એમાં અનાવળા બ્રાહ્મણ અને ગુલામ કોળીની વસ્તી વિશેષ છે એમાં છોકરા છોકરીની મળી બે નિશાળ છે વસ્તી ૧૧૬૪ માણસની છે પોષ્ટ ઓફીસ છે

**પનાર**—ખરસાડથી નૈઋત્ય કોણે મોટુ ગામ છે પ્રથમ મીઠ બંદર હતું એમ કહેવાય છે એમાં પોષ્ટઓફીસ પણ છે.

**સીસોદ્રા**—જલાલપોરથી ૭ માઇલ પૂર્વમાં છે એમાં મતીઆ કણબીની વસ્તી વિશેષ છે, મુખ્ય ધંધો ખેતીનો છે. એમાં એક

છોકરા છોકરીની ગુજરાતી નિશાળ છે એમાં પોલીસ થાણું અને પોષ્ટ ઓફીસ છે. વસ્તી ૨૦૧૫ માણસની છે.

**કછોલી**—સીસોદ્રાથી દક્ષિણે સાત માઇલ પર અંબીકા નદીછે એમાં ગુજરાતી છોકરા છોકરીની શાળછે વસ્તી અનાવળા બ્રાહ્મણની છે મુખ્ય ધંધો ખેતીનો છે. ગોળ, આદુને કેરી વખણાય છે. એમાં ગંગેશ્વર મહાદેવનું દેરૂં ને પોષ્ટ ઓફીશ છે.

**અમલસાડ** –કછોલી નૈઋત્યખુણે ત્રણ માઇલપર રેલ્વે સ્ટેશન વાળુ ગામછે એમાં મુખ્ય વસ્તી અનાવળા બ્રાહ્મણની છે મુખ્ય ધંધો ખેતીનો છે. એમા ગોળ, અને કેરી સારી થાય છે એમાં અંબેશ્વર મહાદેવનું દેરૂં છોકરા છોકરીની નિશાળ સાથ પોષ્ટ ઓફીસ તથા પોલીસ થાણું છે. આ સ્ટેશન દાગીના વેપારનું મોટું મથક છે.

**એરૂ**—જલાલપોરથી દક્ષિણે બે માઇલ પર છે. એમા પણ અનાવળા બ્રાહ્મણની વસ્તી વધારે છે ગુજરાતી એક નિશાળ છે મુખ્ય ધંધો ખેતીનો છે પોષ્ટ ઓફીસ અને કાળકામાતાનું મંદીર છે વસ્તી ૧૬૦૦ માણસની છે.

**કાલીઆવાડી**--જલાલપોરથી પૂર્વમાં ચાર માઇલ પર મોટું ગામ છે આ ગામમાં વસ્તી ૧૩૨૬ માણસની છે, અનાવળા બ્રાહ્મણો મુખ્ય છે, તેઓ સારા વતનદાર છે, આ ગામમાં દવાખાનું અને પોષ્ટ ઓફીસ છોકરા છોકરીની નિશાળ, બજાર, વગેરે છે ધંધો ખેતીનો છે.

**મુનસાડ**—એ કાલીઆવાડીથી ચાર માઇલપર છે, એમાં કણબીની વસ્તી વિશેષ છે તેઓ મોટાને પૈસાદાર ખેડુત ગણાય છે એમાં એક છોકરાની નિશાળ અને પોષ્ટ ઓફીસ પણ છે.

**સાતમ**—એ મુનસાડથી પૂર્વમાં ત્રણેક માઇલપર ગામ છે.

મતીઆ કણબીની વસ્તી વિશેષ છે, તેઓ ખેતીનો ધંધો કરે છે, પોષ્ટ ઓફીસ અને ગુજરાતી નિશાળ છે.

**નાગધરા**--સાતમથી દેઢ માઇલપર ગામ છે એમાં વસ્તી ૧૮૭૪ માણસના છે તેમાં કોળી મુખ્ય છે. ઘણા ખરા કોળી આર્ય સમાજી છે લેકો ખેતીનો ધંધો કરે છે.

**સુપા**--નાગધરાથી પશ્ચિમમાં કણબીઓનું મોટું ગામ છે. વસ્તી ૧૨૭૨ માણસની છે ધંધો ખેતીનો મુખ્ય છે. એમાં છોકરા તથા છોકરીની મળી બે નિશાળ છે, એક નીચલા ધોરણની અંગ્રેજી નિશાળ, લાયબ્રેરી અને પોષ્ટ ઓફીસ છે.

**સાલજ**--સુપાથી ત્રણ માઇલ પર આ ગામ અંબીકા કાંઠે છે આ ગામે ગોળ, આદુ, શેરડી, કેરી, પુષ્કળ થાય છે, એમાં અનાવળા બ્રાહ્મણોની વસ્તી મુખ્ય છે પોષ્ટ ઓફીસ છે.

**વેગામ**--સુપાથી ત્રણેક માઇલપર આ ગામ છે, વસ્તી ૧૪૫૬ માણસની છે, અંબીકા નદી પાસે હોવાથી ખેતી સારી છે. તેમાં શેરડી, ગોળ, કેરી, આદુ, રતાળુ વગેરે પુષ્કળ થાય છે. મુખ્ય વસ્તી અનાવળા બ્રાહ્મણની છે ગામમાં નિશાળ ને પોષ્ટ ઓફીસ છે

**કોલવા**--સાલજથી પશ્ચિમમાં દોઢ માઇલ પર છે. એમાં પણ અનાવળા બ્રાહ્મણની વસ્તી મુખ્ય છે, આ ગામના હનુમાનનું મંદીર સુરત જીલ્લામાં પ્રસિદ્ધ છે.

**સુલતાનપોર**--જલાલપોર થી નૈરૂત્ય કોણે ચારેક માઇલ પર અનાવળા બ્રાહ્મણ અને કોળીની મોટી વસ્તી વાળુ ગામ છે. મુખ્ય ધંધો ખેતીનો છે. આ ગામ કોઇ મુસલમાન પાદશાહે વસા-

વેલું ત્યાર બાદ વસીને પુર (શહેર અથવા નગર) જેવું થયું હતું એ મ કહેવાયછે હાલમાં નવા ને કારણ માત્ર એના શિમાડા ઘણા ને તેના નામો પણ નવાઇ જેવા લાગે છે. એઉપરથી એનો ઘેરાવો શહેરના જેવો હશે એમ લાગે છે. એમા પોષ્ટઓફીસ છે. વસ્તી ૧૧૦૨ માણસની છે.

આ શિવાય મંદીર, કોથમડી, ઓદાલી, અષ્ટગામ, અંબાડા, ઉગત આટ, અંચેલી હાંસાપોર વગેરે સાધારણ ગામો છે.

**વિસેષ હકીકત**--અમલસાડ, વેડછા, નૌસારી એ ત્રણે રેલવે સ્ટેશન છે. હાલમાં તવડી ગામમાં નવું સ્ટેશન ખોલવાની તજવીજ ચાલુ છે નૌસારીએ વડોદરા રાજ્યનું અને વેડછા એ સચીનના નવાબ ના તાબાનું રેલવે સ્ટેશનવાળુ છે. કનાઇની ખાડીમા અને ખાડીઆ ખા ડીમા વહાણ લાંગરવામાં આવે છે ખુટારા ખાડી પર દાંડી નામે ગામ હવા ખાવાની જગ્યા હોય એમછે પણ માત્ર વહોરા કોમ એ જગ્યા પર આવેછે કારણકે અહિ તેઓની પવિત્ર જગ્યા છે આ ગામમાં ઓરસ ભરાયછે ત્યારે ઘણા જાત્રાળુઓ આવે છે જલાલપુર થઇને દાંડી ગાંમડા માર્ગે જવાયછે કહેવાય છે કે દાંડી અને આટ એ બે ની વચ્ચે પારચેલી નામે ગાંમ હતું પારચોલી અને સુપા એ બે પરગણા મળી જલાલપોર તાલુકો થયો છે દાંડીથી દક્ષિણ તરફ દરિઆ કાંઠે ખારી જમીનને બંધ બાંધી શેફર્ડ કંપનીએ મીઠી જમીન કરી શેફાર્ડ ગામ વસાવ્યું છે આ તાલુકાના પૂર્વ ભાગના ગામોના કણબીઓ આફ્રીકા જઇને ઠીક પૈસા લાવ્યા છે, આ તાલુકામાં જલાલપોરમાં ત્રણ, વેડછામાં એક, મસોદ્રા એક, નવા તળાવમાં એક, ચોવીસીમાં એમળીને આઠ કપાસ પીલવાના કારખાના છે. આ તાલુ

કામાં ૯૧ ગામો છે. આ તાલુકાના લેણદેણ સંબંધી દાવા વલસાડ ના મુન્સફ સાહેબની કચેરીમાં ચાલે છે બોદાલી, કોથમડી, દાંડી, સામાપોર, આટ, મંદીર, હાંસાપોર, વીનાપોર, સરીબુજરગ, અટગામ ઉગત, મંધરઆ ગામોમાં પણ પોસ્ટ ઓફીસ છે,

**મેળા**—તાલુકાના પૂર્વ ભાગપર અંબીકા નદીને કીનારે રંગવાડા ગામમાં હનુમાનનું સ્થાનક છે ત્યાં કાળી ચૌદશ તેથા શિવ રાત્રીએ મેળો ભરાય છે કાળીચૌદશે કોસના ગામે હનુમાનજીનો, અમલ-સાડ ગામે કાતક સુદી ૧૧ ને દિવસે અંધેશ્વર મહાદેવનો, કછોલી ગામે મહાશિવરાત્રીએ ગંગેશ્વરનો, જલાલપોરમાં શ્રાવણના દર સોમ વારે પૂર્ણેશ્વર મહાદેવનો, અને એક ગામે આસો સુદ આઠમે તથા ચૈત્ર સુદી પુનેમે કાળકા માતાના મેળા ભરાય છે.

# ગામના અધિકારીઓ.

( ૧ ) મુલકી પટેલ ( ૨ ) પોલિસ પટેલ ( ૩ ) તલાટી ( ૪ ) સ્કુલ માસ્ટર ( ૫ ) ગામ પંચ.

**મુલકી પટેલ**—એ ગામનો મુખ્ય અધિકારી છે એનો અધિકાર ગામના સઘળા અધિકારી પર છે. ગામ પંચનો એ અગ્રેસર છે.

**પોલિસ પટેલ**—ગામમાં બનતા ફોજદારી ગુન્હાપર દેખરેખ રાખે છે, અને પોલિસના કામમાં મદદ કરે છે.

**તલાટી**—સામલતદારના તાબાનો અધિકારી છે. એ મહેસુલ વસુલ કરે છે પાકનો રીપોર્ટ કરે છે. જમાનની હદ અને તગાવી નક્કી કરે છે; અને જન્મ મરણની નોંધ રાખે છે.

**સ્કુલ માસ્ટર**--(મહેતાજી) ગામના છોકરાઓને ભણાવે છે ને તેને સુધારવાને યત્ન કરે છે, ગામડામાં પોષ્ટ માસ્ટરનું કામ પણ કરે છે.

**ગામ પંચ**--ગામના ચુંટી કહાડેલા લોકોનું મંડળ છે તે ગામ સુધારાનું કાંમ કરે છે, તકરારી બાબતોના નિકાલ કરે છે, આ મંડળમાં ઉપલા ચાર અધિકારી પણ હોય છે.

## ઇનામી ગામો.

**( અંગ્રેજ સરકારને ખંડણી ભરનારા ગામો )**

**કાલીઆવાડીના ભીમજી દેસાઇના ગામો**-કબીલપોર, વીરવાડી, જમાલપોર, વીસલપોર એ સ્થાયી જમાબંધીના છે, એ સિવાય એમનું ટોળી ગામ પણ છે.

**નવસારીના કાજીનું ગામ**--નસીલપોર છે એમાં થોડો ભાગ નૌસારીના પારસી ગારડાજીના કબજામાં છે.

**સુરતના નવાબનું ગામ**--વેગામ છે. થોડો ભાગ નૌસારીના કાજીના કબજામાં છે.

**રજપુત ઠાકોરનું ગામ**-મોગાર છે.

**અરદેસર કોટવાલના ગામો**-ઓરીપાંચ, ને કંબાડા છે હાલ તે સુરતના સરદાર શેઠ ઇશ્વરદાસના કબજામાં છે. રજવાડ આ ગામ સરાકતી છે (બે ભાગ સરકારનાછે એક ભાગ પારસી ઇનામદારનોછે)

## સચીનના નવાબ સાહેબના ગામો.

વટેળા, કોથા, અને વાસણ છે.

અમદાવાદ-પીરમસાના રોજા પાસે

શ્રી " સત્યસાગર પ્રિન્ટીગ પ્રેસમાં

પટેલ પોચાભાઇ ચકુભાઇએ છાપી.